# ઘરદીવડી



યશવંત પંડ્યા



સ્વ૰ મારી બચુનાં સ્મરણમાં

# ઘરદીવડી

| નામ | ઓળખ | વય |
|---|---|---|
| કુલિન | } બે દોસ્તો | ૧૨ |
| મંજુલ | | ૧૩ |
| આશા | કુલિનની બહેન | ૧૪ |
| જયન્તિકા | આશાની બહેનપણી | ૧૩ |
| ભાકનાથ | કુલિનનો નોકર | ૧૧ |

## ચિત્ર પહેલું

[ વચ્ચે નાનું ટેબલ અને સામસામી બે ખુરસીઓ રાખી, કુલિન અને મંજુલ પાનાં રમતા હોય છે. બાજી પૂરી થતાં બન્ને પોતપોતાના હાથ ગણવા માંડે છે. ]

કુલિન (પાનાં ફેંકી દઇ)

જા; નથી રમવું. દર વખતે તું જીતી જાય એ કેમ કામ આવે?

મંજુલ (મલકથી)

જીતવું એ કાંઇ રમતવાત છે? જેને આવડે એ જીતે. ને ન આવડે એ ટીપ્યા કરે.

કુલિન

મારે એવું નથી ટીપવું. (હાથ ઘસી) આંગળાં દુખવા આવ્યાં!

મંજુલ (પાનાં એકઠાં કરી)

તો ચાલ; હું જરા જાદુ કરી દેખાડું. એ તો ગમશે ને?

કુલિન

હા. એ ઠીક કહ્યું.

[ જાણે મોટો જાદુગર હોય એમ મંજુલ થોડી વાર ઝડપથી અને થોડી વાર ધીમેથી પાનાં ટીપે છે. કુલિન એના ખેલ જોવા આતુર બન્યો છે.

એટલામાં આશા આવે છે. ]

**આશા**

ભાઈ, ન્હાયો કે ?

**કુલિન** ( પાના તરફ જોતો )

ના. આજે તો રવિવાર છે.

**આશા**

પણ...

**કુલિન** (માથું ધુણાવી )

ના. મને અત્યારે ન બોલાવ. હું કામમાં છું.

**આશા**

જો; મંજુલ તો ન્હાઈને આવ્યો છે. એના વાળ કેવા મઝાના હોળેલા છે ! અને તારા જો.

**કુલિન**

હેં, મંજુલ ! અત્યારમાં પરવારી લીધું ? (ભીંત પરની ઘડિયાળમાં જોઈ ) હજુ તો સાડા આઠે નથી થયા.

**મંજુલ**

કોણ કહે છે કે હું ન્હાયો છું ? એ તો અહિં આવવું હતું એટલે સહેજ માથું પલાળી લીધું.

[ આશા આશ્ચર્ય અંગે ચૂપ બને છે. પણ થોડી વાર પછી. ]

**આશા**

ચાલ, ભાઈ. પછી પાણી ઠરી જશે.

**કુલિન**

ભલે. પણ થોડાક જાદુ જોવા દે. મંજુલ બાદશાહની રાણી બનાવી દે છે ! રાણીનો વળી ગુલામ.

[ આશાના માન્યામાં એ નથી આવતું. પણ કાંઈ બોલતી નથી. ]

**મંજુલ** (લટથી )

એટલું બધું તો નહિ. (પાનાં ટેબલપર મૂકી) બહુ બહુ તો પંજાનો સત્તો થાય.

[ આશા ગંજીપો હાથમાં લઈ લે છે. ]

**આશા**

મંજુલ, કરી દેખાડ જોઉં. લે આ લાલનો પંજો. બનાવ સત્તો.

[ મંજુલ મુંઝાય છે. ]

**કુલિન** (શ્રદ્ધાથી)

એમાં શું ? મંજુલ, બાદશાહનો ગુલામ બનાવાય ને પંજાનો સત્તો નથી બનતો ?

**મંજુલ** (પંજો પકડી)

પછી વાત. એક વાર ન્હાઇ લે.

**આશા** ( હસી જઇ )

કુલિન, એ તો તને બનાવતો હશે ! (લહેરથી) બધાં પાનાં મારા હાથમાં હોય પછી બિચારાથી શું થાય ? નકામો તારી કને બડાઇ મારતો હતો.

**મંજુલ** (ગરમ થઈ)

ત્યારે હું તે કાંઈ ભગવાન છું કે ફૂંક મારીને પત્તું ફેરવી નાંખું ? મફત ખેલ કરી દેખાડું છું એનું તો કાંઇ નહિં ને વળી ખોટું આળ ચડાવો છો ?

[મંજુલા રીસાયા જેવું કરે છે. એટલે કુલિન આશા ઉપર ચીડાય છે.]

**કુલિન**

આશા, અહિંથી ચાલી જા. મારે ન્હાવું હશે ત્યારે ન્હાઈશ. નહિં ન્હાવું હોય તો નહિં ન્હાઉં. એમાં તારૂં શું જાય છે? ક્યારની કચકચ શું કરે છે?

**આશા** (ગરીબાઈથી)

પણ ભાઈ, બાને ગુજરી ગયા આજે આખું વરસ થયું એ તું નથી જાણતો?

**કુલિન**

હા; તે એનું છે શું!

**આશા** (છબી દેખાડી)

તે આજે ન્હાઈધોઈને તું એને પગે લાગ અને એના આશીર્વાદ માગ.

**કુલિન**

શું કામ?

**આશા**

કે જેથી તને સુખ મળે અને આપણું કલ્યાણ થાય.

**કુલિન**

એવું વળી કોઈ દિ બનતું હશે? મારે ન્હાવુંયે નથી, ધોવુંયે નથી, પગે લાગવુંયે નથી. એ વગર પણ હું સુખી છું.

**આશા** (આંસુ આવતાં)

કુલિન, ભૂલી ગયો કે બા ગઈ ત્યારે તને કેટલું સૂનું લાગતું હતું? એક દિવસમાં તું એને લાખવાર સંભારતો: સંભારતો અને રડતો!

કુલિન (બેદરકારીથી)

પણ ત્યારે તો હું નાનું છોકરૂં હતો ને ?

[આશાથી વધુ બોલાતું નથી. મુંગી મુંગી એ આંસુ લુછે છે.

ફાટી આંખે મંજુલ બધું જોતો હોય છે.]

કુલિન

મંજુલ, ભૂત જેવા ડોળા શું કાઢે છે ? મારે તો તારા જાદુના ખેલ જોવા છે.

[લોકનાથ આવે છે.]

લોકનાથ

બેન, તમને જંતિબેન બોલાવે સે.

[ આશા જાય છે. ]

કુલિન

અલ્યા નાથિયા, બહેનને કહે કે અમારા માટે ચા ને ચવાણું મોકલે.

લોકનાથ

જી, શાબ.

[ લોકનાથ જાય છે. ]

કુલિન

કેમ દોસ્ત, ગમ્મત પડે છે ને ? બોલ તો ખરો.

મંજુલ ( ગંભીર બની )

કુલિન, આશાને રોવરાવી શું કામ ?

કુલિન

ઉંહ. છોકરીઓ તો વાત વાતમાં રૂએ. એમને બીજું આવડે છે શું ?

મંજુલ

અરે ! એમ તે કાંઇ કહેવાય ?

કુલિન

એમ જ. કોઇ છોકરો રડે તો તેને પણ સૌ છોકરી નથી કહેતા?

મંજુલ

મેં તો નથી સાંભળ્યું.

કુલિન (રોફથી)

એક વાર રડ એટલે હું જ તને મંજુલા કહું.

[ હાથમાં પોટકી લઈ લોકનાથ આવે છે. ]

લોકનાથ

લો શાબ. કોક સંપેતરૂં આપી જયું. કહેતું'તું કે મામાએ એમના ગામથી તમારી સારૂ અને બેનની સારૂ ભાગ મોકલ્યો સે.

કુલિન

ઠીક. મૂકી જા. પણ ચાનું શું થયું? ચવાણું ન લાવતો. આ ચાલશે.

[ લોકનાથ દોડી જાય છે. ]

મંજુલ

કુલિન, સાચું કહેજે: તારી બા ગુજરી ગઈ એથી તેં કંઈક ખોયું હોય એવું તને નથી લાગતું? મને તો મારી સાવ નાની બહેન ગઇ ત્યારે મહિના-ના મહિના લગી લાગ્યા કરતું કે જાણે કોઇકે અમારૂં રમવાનું રમકડું ઝૂંટવી લીધું છે. એથી મને દુઃખ પણ થતું. ક્યારેક એકલાં રડી પણ પડાતું.

કુલિન

એટલો તું છોકરી જેવો. મને તો કશું એવું નથી થતું. મા હતી ને જેમ હું ખાતો ને પીતો તેમ અત્યારે પણ ખાઉં છું ને પીઉં છું. ત્યારે પહેરતો

એવાં જ ઉજળાં કપડાં પહેરૂં છું, એવો જ ફક્કડ ભપકો રાખું છું, એવી જ મીઠી ગમ્મત ઉડાવું છું.

મંજુલ

પણ આશાને તો એકલુંય લાગે અને ઓછું પણ આવે.

કુલિન

અરે! ના, ના. ખોટી વાત. એને શું દુઃખ છે? સરસ સરસ ફરાળ મળે એટલા માટે તો એ અગિયારસ અને અમાસ કરે છે! પેલે દિ કુલેર ખાવી હતી તે તેણે નાગપાંચમ કરી હતી! પછી છઠ્ઠને દિ રાંધતાં જતાં ઉનું ખાધું: સાતમને દિ વળી ટાઢું ખાધું! ત્યાં વળી આઠમને દિ તરેહવાર જાતનું ફરાળ સામેનું સામે!

[ લોકનાથ ચા મૂકી જાય છે. ]

કુલિન ( પોટકી ઉખાળીને )

વાહ! પુરીગાંઠિયા ચામાં ઠીક ભળશે. ( ખાવા માંડી ) મંજુલ, ચલાવ હાથ.

મંજુલ

આશાને બોલાવ ને?

કુલિન

એનું કાંઇ કામ નથી. બોલાવીશું તો વળી પેલી જયન્તિકાને લેતી આવશે. પછી આપણે ભાગે શું રહે?

મંજુલ

પણ એના ભાગના પુરીગાંઠિયા...

કુલિન ( મોં બગાડી )

તું તો બહુ ડાહ્યો! આવું તો એય ઘણું

છાનુંમાનું રાંધીને ખાતી હશે. બાપુ કચેરીમાં જાય અને હું નિશાળે જાઉં ત્યારે એને બીજું કરવાનું શું ?

[ કુલિન અને મંજુલ ખાવા લાગ્યા છે તે ખુટાડવા આવ્યા છે.

નવાંસવાં વસ્ત્રોમાં આશા અને જયન્તિકા આવે છે. ]

**આશા**

કુલિન, મામાએ શું મોકલ્યું છે ?

**કુલિન** ( હાથ ખંખેરતાં )

થોડાક પુરીગાંઠિયા. સારા હતા.

**જયન્તિકા**

અમને ચખાડો તો ખરા.

**કુલિન**

બીજી વાર આવે ત્યારે વાત.

**આશા**

એટલે ?

**કુલિન**

અમે ખાઈ ગયા.

**જયન્તિકા**

પણ જરા તો રાખવા હતા ?

**કુલિન**

તો જરા વહેલાં આવવું હતું ને ?

**આશા**

અમને તો લોકનાથે કહ્યું કે આવ્યાં.

**કુલિન**

એ નાથિયો જ વાતનું મૂળ લાગે છે. એને કોણે કહ્યું હતું કે તમને વાત કરે ?

**જયન્તિકા**

અને હવે હું તારા બાપુને વાત કરીશ. આશા

ગાંડી છે કે બધું મનમાં રાખે છે. જે તે વાતમાં એને ઉતારી પાડવાનું તને ઠીક આવડ્યું છે. બિચારી ભાઇ ભાઇ કરીને બધે ફૂલાય: અને ભાઇને તો બહેનની કાંઈ ગણત્રી યે ન મળે!

**કુલિન** (ખિન્નજથી)

તને એણે ચડાવી લાગે છે.

**મંજુલ**

એવું નહિં હોય.

**કુલિન**

વચ્ચે ન બોલ. આશાએ આને મોંએ મારી વિરૂદ્ધ શું શું વાટયું હશે; એની તને ખબર છે?

**જયન્તિકા** (તોરથી)

અને તને પણ શી ખબર?

[જવાબ ન જડતાં કુલિન ગમ ખાઇ જાય છે.]

**જયન્તિકા**

કુલિનભાઈ, તારા જેવો મારે ભાઇ હોય તો એક ઘડી યે ન બને.

**કુલિન** (આડું જોઈ)

ભાઇ નથી એટલે જ આમ બોલાય છે.

**મંજુલ**

કુલિન, જે ઉભે આવે તે...

**કુલિન**

વળી ગરબડ કરી?

[આશા, જયન્તિકા અને મંજુલ કાંઇ પણ બોલ્યા કર્યાં વિના કુલિન સામું જોઈ રહે છે.]

**કુલિન** (ગર્વભેર)

કેમ; ત્રણે કેમ ચૂપ થઈ ગયાં? કાંઈક તો બોલો.

જયન્તિકા

મગજમાં આટલી રાઇ રાખ પછી કોણ બોલે ?

મંજુલ

હં અ; બરાબર.

[ આશાને કાંઈ કહેવાનું નથી. ]

કુલિન ( અદબ વાળી )

હ્યાં; હું સાંભળું છું. શું કહેવું છે ?

જયન્તિકા ( સમજાવતી )

જન; આશા જેવી બહેન બધાંને નથી મળતી.

મંજુલ

ખરી વાત.

કુલિન ( ચાળા પાડી )

હું પણ કહું છું કે એ ખરી વાત છે.

જયન્તિકા ( વિનતિ જેમ )

કુલિન, ભાઇ, એમ અવળું ન બોલ. એટલો તો ખ્યાલ કર કે આશા વિના તારી વહુને ભાભી કોણ કહેશે !

[ આશાથી આછું હસી પડાય છે. ]

કુલિન ( એથી હરકેરાઈ )

આ મંજુલ છે ને ?

[ આશાનો આનંદ પડી ભાંગે છે. ]

જયન્તિકા ( લટકો કરી )

પણ મંજુલથી કાંઇ નણંદ થવાશે ?

[ મંજુલ અકળાય છે. ]

કુલિન

જયન્તિકા, તારી જીભ પણ વધતી જાય છે.

**જયન્તિકા ( ગરમીથી )**

તેથી તું કહેવા શું માગે છે ?

**કુલિન ( ઠંડકથી )**

થોડીક કાપવી પડશે.

[ વાતાવરણમાં આથી હર્ષ પથરાય છે. કુલિન, મંજુલ, આશા, જયન્તિકા થોડાંઘણાં એનાં ભાગીદાર બને છે. ]

**જયન્તિકા**

ચાલ, આશા. જઇએ.

**આશા ( હળવે )**

હા.

**કુલિન**

પણ આ ઠેકેરા કરીને ક્યાં ચાલ્યાં ?

**જયન્તિકા**

ગરબા ગાવા. આજે શરદપુનમ થઇ તે રાતના સાંભળવા આવશો ને ? દૂધપૌવા પણ છે.

**કુલિન**

આવીશું. એનું અત્યારથી શું ?

**જયન્તિકા**

તાલીમ લેવા. એ ન લઇએ અને રખેને કંઇક ભૂલચૂક થઈ તો તમારા જેવા ઉછાંછળા છોકરાઓ હોહા હીહી કરીને અમને ગભરાવી મારે છે. અમારી મહેનતની એમને શી ગમ હોય ? (ડમકાથી) એટલે ગાંડાંઘેલાંથી તો ચેતીને ચાલવું સારૂં.

**કુલિન**

વાહ રે ! ડહાપણના અવતાર ! અમે સાંભળવા નહિ આવીએ તો તમે ગાશો કોની સામે ? અરે ! અમારી દાદ નહિ જામે તો તમારો ઠાઠ જોશે કોણ ?

**મંજુલ** (વિચારી વિચારી)

કુલિનનું કહેવું પણ વિચારમાં નાંખે એવું છે.

**જયન્તિકા** (આશાનો હાથ ઝાલી)

ચાલ, બહેન. આમની જોડે કકળાટ કર્યે આપણું કાંઇ વળે એમ નથી.

[ જયન્તિકા આશાને ખેંચી જાય છે. ]

**કુલિન**

સાંભળ્યું, મંજુલ ? આપણું કહેવું એમને કકળાટ જેવું લાગે છે ! ગાવું, ખાવું ને બસ ફક્કડ થઇને ફરવું ! નવરાતર બેઠાં કે નવરાંની માફક રાત બધી રાગડા તાણવાનાં ! પોતે તો ન ઉંઘે : પણ બીજાને ય જાગરણ કરાવવાનાં !

**મંજુલ**

ખરૂં છે.

**કુલિન**

અને વળી કેવી ખોટી ખાંડ ખાય ? બળેવ આવી કે બે પૈસાની રાખડી બાંધીને રૂપિયો પડાવે ! તો ય પાછું ગણાવે એમ કે બહેન ભાઇનું રક્ષાબંધન કરે છે ! છેક જ જૂઠું. આવું બોલતાં હું તો શરમાઇ મરૂં.

**મંજુલ**

હા; ભાઇ.

**કુલિન**

ઉપરાંત નવું વરસ બેઠું—ન બેઠું ત્યાં ભાઇબીજ બેઠી જ હોય ! એટલે વળી રૂપિયા—બે રૂપિયાની ઉંડે !

મંજુલ (આશ્ચર્ય દેખાડી)

એમ ? એવું ખરૂં ? સારૂં છે ને કે મારી બહેન હજુ આવું શીખી જ નથી ?

[ લોકનાથ દોડતો દાખલ થાય છે. ]

લોકનાથ

ભાઇ, ભાઇ, બહાર તો આવો. પેલો દાઢીવાળો ડુગડુગી વગાડે છે, સરપ નચાવે છે. મંતર મારે છે, જાદુ દેખાડે છે !

મંજુલ ( વહેમાઈ)

સાચું કે ?

કુલિન

જઈ ને જોઈએ. તારા ખેલ તો પછી પણ જોવાશે.

મંજુલ (એકદમ)

બ્યાજબી, બ્યાજબી.

[છોકરાલોકની તાળીઓનો અવાજ આવતાં કુલિન, મંજુલ અને લોકનાથ એ બાજુ ઉપડી જાય છે. ].

*

## ચિત્ર બીજું

[ આજે બેસતું વર્ષ છે. માની છબી સામે તાકીને કુલિન બેઠો છે. સવારના પહોરમાં કચેરીનો કોઇ કારકુન બાપુને હાર આપી ગયો હશે તે પાસેના ટેબલપર પડયો છે. ]

કુલિન ( નિશ્વાસ નાંખી)

મા ! ઓ મા !

[ હાથમાં હાર લઇ કુલિન છબી કને જાય છે. હાર પહેરાવી પ્રણામ કરે છે. એટલામાં મંજુલ આવે છે. ]

મંજુલ

કુલિન, શું કરે છે ? સપરમે દહાડે હજુ ન્હાયો

પણ નથી ? કપડાંય કેવાં મેલાં છે ? તારા કરતાં સારાં તો મેં પહેર્યાં છે !

**કુલિન**

ક્યારનો ન્હાયો છું. પણ ધોએલાં કપડાં ક્યાંય જડતાં નથી.

**મંજુલ** ( નવાઇથી )

જડતાં નથી ? તું શોધે છે શેમાં !

**કુલિન**

આશાને ખબર. એ સાસરે ગઈ છે ત્યારની મને તો કાંઈ સુજ નથી પડતી.

**મંજુલ**

તારા બાપુને પૂછી જો.

**કુલિન**

એ તો વહેલા વહેલા એમના સાહેબને મળવા ગયા છે.

**મંજુલ** ( વાત બદલી હોંસાથી )

ફટાકડાની તડાફડી કરી હતી કે ?

**કુલિન** ( નિરાશાથી )

નામની. આશા વિના એકલાં ગમ્મત ન આવી.

**મંજુલ**

કુલિન, તું તદ્દન રોનલ કેમ લાગે છે ? તને થયું છે શું ? આજે આમ કરીશ તો આખું વરસ આવું કરવું પડશે !

**કુલિન** ( ગળગળો )

મંજુલ, આજે મને મારી માની ખોટ સાલે છે ! આશા અહિં હોત તો તેની માફી માગત. એને ખોટું લાગે એવું મેં કેટલું બધું કર્યું છે ?

[ જયન્તિકા આવે છે. ]

જયન્તિકા

કેમ; કુલિનભાઇ ?

કુલિન

સારૂં, જયન્તિકા.

જયન્તિકા

સાલ મુબારક. મંજુલ, તને ય તે.

કુલિન મંજુલ

સાલ મુબારક.

જયન્તિકા

કુલિન, આવતી કાલે તારે મારે ત્યાં જમવાનું છે. આશા મને કહેતી ગઇ છે કે ભાઇબીજને દિ મારે તને ગળ્યું મ્હોં કરાવવું. આવીશ ને, ભાઇ ?

કુલિન ( નમ્રતાથી )

હા, બ્હેન.

[ ખેલતો, કૂદતો લોકનાથ આવે છે. ]

લોકનાથ

ભાઇ, તમારો કાગળ આયો સે.

કુલિન (શંકા સાથે)

મારો ?—કાગળ ?

લોકનાથ (શ્રદ્ધાથી)

તમારો, તમારો, ભાઇ.

[ કુલિન હાથમાં કાગળ લે છે. મંજુલ અને જયન્તિકા પણ તેમાં જોવા લાગે છે. ]

મંજુલ (ગંભીર થઈ)

કોઈ છોકરીએ લખ્યો લાગે છે !

જયન્તિકા (ઉલ્લાસમાં ઉછળી)

અરે ! આ તો મારી આશાના અક્ષર !

કુલિન (કાગળ ફેરવી સહી ઉકેલી )

લો. (વધુ ન વંચાતાં) જયન્તિકા, વાંચી સંભળાવ. મારી બ્હેન એ ભૂલી ગઈ છે કે ?

**જયન્તિકા (ધીરે ધીરે)**

ચિ. કુલિનભાઈ,

આજે નવું વરસ બેસે છે. પૂ. બાપુજીને અને બાની છબીને તમારા અને મારા વતી પગે લાગજો: જેથી આખું વરસ સુખમાં જશે. તમે તો ત્યાં મસ્તી અને મજા ઉડાવતા હશો. એટલે હું નહિ સાંભરતી હોઉં. પણ મને તમે હરઘડી હૈયે આવો છો.

અહિં આવ્યા બાદ મને બહુ અણગમો રહેતો અને જરીકે ગોઠતું નહોતું. તાવ ચડેલો તે હજુ ઉતરતો નથી. ઉતરશે એટલે જણાવીશ. તો તેની ચિંતા ન કરશો અને તમારૂં શરીર સાચવશો.

તમારો પત્ર આવ્યે મને મળ્યા જેટલો આનંદ થશે. તો આ ગરીબ બહેન ઉપર સુખસમાચારની બે લીંટી જરૂર લખશો.

લિ. આશાના આશિષ.

**મંજુલ**

વાહ ! આવી બ્હેન બધાને હજો.

**જયન્તિકા**

હંઅ; કુલિન ! ભાઈ ! હું નહોતી કહેતી કે આશા જેવી બહેન કોઈક ભાગ્યશાળી ભાઇને જ હોય છે ?

**કુલિન (નીચી નજરે)**

સાચું, જયન્તિકા ! સઘળું સાચું.

[ કુલિનની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં જાય છે. મંજુલ, જયન્તિકા અને લોકનાથ દયાભાવે એને દેખ્યા કરે છે. ]

આ લેખકનો બાળનાટકસંગ્રહ

## ત્રિવેણી અને બીજાં ત્રણ


પ્રકાશક:

યશવંત સવાઈલાલ પંડ્યા, દિવાનપરા, ભાવનગર

મુદ્રક:

ઇન્દ્રવદન બ. ઠાકોર, પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કર્સ, અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ: પ્રત: ૨૫૦ ઈ. સ. ૧૯૩૦.